# हिज़ मास्टर्स व्हॉईस




બોમ્બે ટૉકીઝકૃત નિર્મલા ફિલ્મમાં
દેવીકારાણી અને અશોકકુમારે ગાયેલ
"તુમ ઔર મૈં ઔર મુન્ના પ્યારા"
ને રેકોર્ડ પર સાંભળો.



જુન ૧૯૩૮

H.M.V. GUJARATI & HINDUSTANI

SUPP. JUNE 1938

## ગુજરાતી રેકોર્ડો

**Master Dhulia & Party** — **માસ્ટર ધુલીયા અને પાર્ટી**

N 15310 { ઘર કોનું ? ભાગ ૧-૨ }

કવિ રઘુનાથકૃત

એક બાજુઃ—

જીવકોર— અરે, ભગવાન ! બૈરી જાતને દુખ તે ઓછું !! ધણી પૈસા રળી જાણે પણ ઘરની ઇજ્જત વધારવી અમારા હાથમાં છે. છતાં ભગત ધણી મળ્યો છે, તેનાથી તો હું કંટાળી ગઈ છું. દરરોજ એક બે સાધુઓને ઘેર તેડી લાવે છે, અને જમાડે છે. છતાંય કહે છે કે ઘર મારૂં.

ચરણદાસ— જય જમુના મૈયાકી...!!



શીતલદાસ— જય ગંગા મૈયાકી...!!

ચરણદાસ— મૈયા, જેહા ભગતકા ઘર યેહી હય, ઉસ્ને હમકો ભોજનકે લીયે ભેજે હય.

જીવકોર— હા આવો, આજે તમારો વારો આવ્યો છે. હા હું સમજી...

શીતલદાસ— કહા સમજી મૈયા...?

જીવકોર— મહારાજ, ઉનાળામાં મારા ધણીનું મગજ ખસી જાય છે, અને તમારા જેવા અજાણ્યા સાધુને લાવી સાંબેલાથી કુટી નાખે છે. તમને વહેલા મોકલ્યા ને તેઓ પાછળ રહયા, કારણ સાંબેલું છે એક ને તમે છો બે.

શીતલદાસ— ભૈયા ચરણદાસ, મુઝે તો પહેલેસેહી પગલા માલૂમ હોતા થા.

ચરણદાસ— ભાગો, શીતલદાસ ! નહીં તો હડીપસલી તુટ જાયેગી. જેઠા ભગત બડા દુષ્ટ હય ! જય જમુના મૈયાકી !

શીતલદાસ— જય ગંગા મૈયાકી !

જીવકોર— હાશ, કેવા નસાડયા છે ! ઘરતો વૈરીનું !

જેઠા— અરે, સાંભળે છે કે, મફતીયાની મા, પેલા બે સાધુ મહારાજ કયાં ગયા ?

જીવકોર— એતો. રીસાઇ ગયા, કહે કે અમને સાંબેલુ આપો તો અમે જમીએ.

જેઠા— ગાંડી રે ગાંડી ! એક સાંબેલા જેવી બાબતમાં સાધુને ના પાડી હરદ્વારમાં સાંબેલા નહી હોય. આપવું હતુ મફતયાનીમા.

જીવકોર— તે ઘર કયાં મારૂ છે, તમને પૂછ્યા સીવાય મારાથી કેમ અપાય ?



જેઠા— હા ઘર તો મારૂં છે. લાવ એકને બદલે બે સાંબેલાં આપી, સાધુઓને હમણાજ પાછા બોલાવી લાવું.

ગાયન

જીવકોર— સાંબેલુ લઇને જાઓ સાધુને તેડી લાવો
ભલે ઘર બધું લુંટાવો, સાધુને તેડી લાવો

જેઠા— સાધુએ માગ્યું સાંબેલું, તેમાં શી ઓખાત છે
બૈરી બુદ્ધી રહે પાનીએ, એ મોટો ઉત્પાત છે
ભલે ઘર.......................

જેઠા— સાંબેલું આપીને હમણાં સંત પાછા લાવું

જીવકોર— સાધુ આગળા સ્વામી પાછળ લીલા જોઇ હું આવું
બાવા નાઠા, બારેવાટ, પાછળ દોડયા મારા નાથ
હાથમાં મુશળ બેમને કુશળ, ધમા ધમ
ભલે ઘર બધું લુટાવો............

બીજી બાજુઃ—

શીતલદાસ— ચરણુદાસ, ભાગો...વો સસુર જેઠીઆ, એ સાંબેલા લેકે પીછે પડા હય, હડીપસલી તૂટ જાયેગી! મૈયા સચ કહેતીથી.

જેઠો— એ બાપજી, ઉભા રહો, તમને ત્રેતીસક્રોટી દેવની આણુ છે.

ચરણુદાસ— જા એ પાજી નુગરા! ભગવાનકા કસમ દેતા હય!

જેઠો— એ મારી પરતીજ્ઞા તુટશે.

શીતલદાસ— ક્યા, સાધુકો પીટનેકી પ્રતીજ્ઞા કી હય? ચરણુદાસજી જરા ખડાતો રહો, ઉસ્કીપાસ સાંબેલા હય તો અપની પાસ ચીપીયા હય.

ચરણુદાસ— અ એ જેઠીઆ, આ તેરી પાસ સાંબેલા હય તો હમાર પાસ ચીપીયા હય.

| |
|---|
| બોમ્બે ટોકીઝ કૃત 'નિર્મલા' ફિલ્મમાં દેવીકારાણી અને અશોકકુમારે ગાયેલ લોકપ્રીય સંયુકત ગીત |
| 'તુમ ઔર મૈ ઔર મુન્ના પ્યારા' |
| ને રેકોર્ડ પર સાંભળવા તૈયાર રહો. તાજેતરમાં બહાર પડશે. |

જેઠો— લ્યો, બાપલા લ્યો, તમારાથી સાંબેલુ વધારે નથી, ધર પાવન કરો ને પાછા પધારો.

શીતલદાસ— ચરણદાસ એ કયા મામલા હય?

ચરણદાસ— ભૈયા! કુછ ઘોટાલા હય, દાલ મે કાલા હય, જેઠા ભગત રો રહા હય.

જેઠો— બાપલા, લ્યો, આ સાંબેલુ.

શીતલદાસ— અરે, એ સાંબેલાકુ હમ સાધુ કયા કરેંગે? કયા ઇસ્કી પુજા કરેંગે?

જેઠો— તમે મફતીયાની મા પાસે માગ્યુતું ને! તમને ન આલ્યુ એટલે તમે રીસાઇને ચાલ્યા ગયા. મારા બાપ, મારી વાટ તો જોવીતી.

શીતલદાસ— અરે, તેરી જયરે, યે કયા બાત હય? હમ તો કુછ નહી સમજતા.

જેઠો— તમે મારી બાયડી પાસે સાંબેલુ નોતુ માગ્યું?

ચરણુદાસ– અરે ? સાંબેલાકો હમ કયા કરે, તેરી ઓરતને હમકો કહા કે જેઠા ભગત બડા દુષ્ટ હય.

શીતલદાસ– ઔર, સાધુ લોગકો ઘર બુલાકે, સાંબેલાસે હડીપસલી તોડતા હય.

જેઠો– અરે, તારી જાતની બાયડી ! સાધુ મહારાજ એમાં તમે ઉભી પુછડીએ ભાગ્યા !

શીતલદાસ– તો કયા યે બાત જુઠ હય ?

ચરણુદાસ– તું હમારી પીછે કયું આયા ?

જેઠો– મને જુઠું કહયું.

શીતલદાસ– કયા કહા ?



જેઠો– કહે છે કે, તમે હઠ પકડી કે આ સાંબેલું અમને આપો તોજ અમે ભોજન કરીયે, નહી તો ચાલ્યા જઇશું.

શીતલદાસ– અરે, તેરી જોરે, તેરેકુ એસા કહા, હમકુ વેસા કહા, બડી ખટપટી ઔરત !

ચરણુદાસ– ભગત હમ તેરે ઘર નહીં આયેંગે તેરી ઔરત બડી ઝગડાળુ હય.

જેઠો– મહારાજ, ઘર કંઇ એના બાપનું નથી.

જીવકોર– તે તમારા બાપનું હોય તો, તમે રાંધો ને સાધુડાઓને જમાડો, હું કોંઇ ભઠીયારી નથી.

જેઠો– આ જોગમાયા પાછળ કયાંથી આવી, તેંજ સાધુઓને ખોટું સમજાવ્યું ને પાછી ફજેતો જોવા પાછળ આવી.

શીતલદાસ– મૈયા જુઠ બેલના બડા પાપ હૈ.

જીવકોર– તે બાપજી, એ રોજ મને મેંણા મારે છે, કે ઘર તારા બાપનું છે.

શીતલદાસ— જેઠા, તો ક્યા ઘર તેરા બાપકા હય ?

જેઠો— તો કયા તમારા બાપકા હય, હમારા બાપકા હય હમારી સાત પેઢીકા હય.

શીતલદાસ— યે, તેરી ભુલ હય જેઠા ઘર મરદકા નહી, ઓરતકા હય. મરદ બેચારા કમાય, દો પૈસા લાય, મગર ઓરત અચ્છી નહી હોતી તો ઘરકી સજાવટ ઔર આબરૂ અચ્છી નહી રહેતી.

જીવકોર— જીવતા રહો મહારાજ ! આજ તો તમને દુધપાક પુરી ને બે શાક કરીને જમાડુ, પણ એમને મોઢે કહેવરાવો કે ઘર મારૂં છે.

શીતલદાસ— જેઠા, દુધપાક પુરી બીગડતા હય, બોલ ઘર કીસકા ?

જેઠો— બાયડીકા ! બાપજી બાયડીકા !

જીવકોર— તો આટલા દહાડાથી બોલ્યા હોત તો આ ભવાડો થાત

> ઓરમ્બ ટોકીઝ કૃત 'નિર્મલા' ફિલ્મમાં દેવીકારાણી અને અશોકકુમારે ગાયેલ લોકપ્રિય સંયુકત ગીત
>
> **'તુમ ઔર મૈ ઔર મુન્ના પ્યારા'**
>
> ને રેકોર્ડ પર સાંભળવા તૈયાર રહો, તાજેતરમાં બહાર પડશે.

શીતલદાસ— જેઠા ભગત, જબ યે શરીરકા ભરોસા નહી તે ફીર ઘરકા કયા ભરોસા ! સંસાર જુઠા હય, માયાકા જાલ હય !

## ભજન

મારૂ તારૂ છોડો ભાઇ કાયા તારી કાલ જશે કરમાઇ
ઘરજર કોનાં મંદીર કોનાં, કોનાં માને બાપ
આવ્યો એકલો, જવું એકલું સંગ પુણ્ય ને પાપ...કાયા
ઘડી પલકા નહી ભરોસા કરલો કલકા આજ
જીવ પર જમડોકર ભમે, જેમ તેતર ઉપર બાજ
શીયાવર રામચંદ્ર કી જે, પવનસુત હનુમાન કી જય
બોલો બ્રીજવલ્લભ કી જે, અપને અપને સબ સંતન કી જે.

Pranshankar Acharya & Party
**પ્રાણશંકર આચાર્ય અને પાર્ટી**

પ્રફુલ્લ દેસાઈકૃત

N 15311 { નવું જૂનું...
ભાગ ૧-૨ }

એક બાજુઃ—

નરેન્દ્ર— જ્યોતિ, સામાજીક દ્રષ્ટિએ આપણે પતિ પત્નિ છીએ, પણ આપણો ગૃહસંસાર નભે એમ મને લાગતું નથી, માટે જ મેં બીજા લગ્ન કરવા નિર્ધાર કર્યો છે.

જ્યોતી— બીજા લગ્ન?

નરેન્દ્ર— હા, બીજા લગ્ન, લીલી સાથે. પણ તું કેમ ચમકી? જ્યોત, તારી ફરજ શી?



જ્યોતી— તમારે કાજે સર્વસ્વનું બલીદાન...

નરેન્દ્ર— તો મારા આત્માના આનંદને ખાતર તારા પતિસુખનું બલિદાન આપ. મને પરણવા દે.

જ્યોતિ— ભલે સ્વામીદેવ, તમને મારામાં ઉણપ દેખાય છે, તો ભલે પરણો. શું કરૂં? માબાપે ન્હોતું પુછ્યું મને કે ન્હોતું પુછ્યું તમને.

મનને કંઇ ગમતું નહિ, તોય મન ગમતું કર્યું
અણસમજુ તોય દીલને, સંસારમાં રમતું કર્યું
જલતી ચીતાની વચ્ચે, હૈયુ હસાવવાની
હું તો તમારી દાસી, આજ્ઞા ઉઠાવવાની

લીલી— હલ્લો, મીસ્ટર નરેન્દ્ર, આર યુ રેડી? પણ આ કોણ છે?

નરેન્દ્ર— એ મારી નોકરડી છે.

લીલી— ઠીક ચાલો; આપણે જઈ લગ્ન રજીસ્ટર કરાવી આવીએ.

જ્યોતી— નોકરડી છું? માબાપે મને નોકરડી બનાવવાજ મોકલી છે. વંઠી જશે એ બ્હીકે ભણાવી નહિ. સ્વચ્છંદી બનશે એ ડરથી સમાજને સ્પર્શતા સુધારાથી પણ દુર રાખી.

ભુપેન્દ્ર— જ્યોતિ બ્હેન.

જ્યોતિ— શું છે ભુપેન્દ્રભાઇ?

ભુપેન્દ્ર— આ શો ગજબ કર્યો? તમેજ નરેન્દ્રને લીલી સાથે લગ્ન કરવા સંમતી આપી?



જ્યોતિ— હા, ભુપેન્દ્રભાઈ, એમનો આનંદ એજ મારો આનંદ એક હિંદુ સ્ત્રીના હૃદયથી જુવો કે પાતનો આનંદ તેના હૃદયને કેટલો થનગનાવી મુકે છે.

બળતું હૃદય રાખીશ પણ હું એમને બાળીશ નહિ<br>
છો જીંદગી સળગ્યા કરે સ્વામીને સંતાપીશ નહિ

ભુપેન્દ્ર— પણ તમારે હાથેજ તમારા પગ પર કુહાડો...!

જ્યોતિ— પારકાને હાથે આપણા પગ કપાય તે કરતાં આપણેજ હાથે કપાય તો શું ખોટું? ભુપેન્દ્ર!! સ્વામી, શરીરથી દુર રહેશે આત્માથી અળગાતો નથી રહેવાનાને?

ભુપેન્દ્ર— પણ તમે તમારા ભરણ પોષણનો દાવો માંડી શકો છો.

જ્યોતિ— કઇ જીંદગી માટે, એના કરતાં હરખભેર હાથમાં ફુલમાળા લઇ શોકયને વધાવવા જઉં તો શું ખોટું?

એકમાં તકરાર તો બીજાથી શાન્તી મળે<br>
એકમાં છે પાપ બીજે પતિની ભકિત મળે

જે બંધનો છે આપણા તે કદી છુટવાના નથી
શાસ્ત્રોથી બાંધ્યા દોર તે કદી તુટવાના નથી

ભુપેન્દ્ર— પણ જ્યોતિ બ્હેન......

જ્યોતિ— ભુપેન્દ્રભાઈ, પુરૂષ તો ભ્રમર છે.

ભુપેન્દ્ર— ગાયન

પુરૂષ જાતીનો પ્યાર સમજવો એક તમાશો
જુઠો જગ વ્યવહાર સમજવો એક તમાશો
હ્રદય વગરનાં પ્રેમને માટે પ્રાણહીણા ચેતન ઢુંઢે
તેનો સકળ સંસાર સમજવો, એક તમાશો....



બીજી બાજુઃ—

જ્યોતિ— શું થયું ભુપેન્દ્રભઈ, આટલા ગભરાયલા કેમ દેખાવ છો ?

ભુપેન્દ્ર— નરેન્દ્રને અકસ્માત નડયો છે ! તેની હાલત ગંભીર છે.

જ્યોતિ— લીલી કયાં છે ?

ભુપેન્દ્ર— તેનો કાંઈજ પત્તો નથી. નરેન્દ્રના હ્રદયને એથી ઘણો આઘાત લાગ્યો છે. તમને સંભાળ્યા કરે છે.

જ્યોતિ— મને સંભારે કે ન સંભારે, પણ મારે ત્યાં જવુંજ જોઈએ...

સર્વસ્વ મારૂં એજ ત્યાં મારો સકળ સંસાર છે
સ્વામી તણી સેવા પરમ સતનારનો ઉદ્ધાર છે

ચાલો ભુપેન્દ્રભાઇ જલ્દી ચાલો.

નરેન્દ્ર— આવી, કોણ આવી ? લીલી કે જ્યોતિ ?

જ્યોતી— હું તમારી નોકરડી જ્યોતી !

નરેન્દ્ર— નોકરડી નહીં પણ મારા ઘરની દેવી, જ્યોતી !

ના ઓળખી મેં પ્રતિમા તું પુણ્યની છાયા ભરી
તારાજ હૈયા સાથ મ્હેં આ રમત કપરી આદરી

જ્યોત- સ્વામીદેવ, લીલી ક્યાં ગઈ ?

નરેન્દ્ર- ગઈ ! એને સ્વચ્છંદતા પ્રિય હતી, મારી સાથે રહી, બીજા રંગીલા જુવાનો સાથે દેહના વિકાર પોષવા હતા;—

એ તો લગ્નને કોન્ટ્રેક્ટ સમજી સુંવાળા સહચારનો
એણે બતાવ્યો પંથ મુજને જીવતાં એ નર્કાગારનો
એણે શરાબી રાહ પર મારી ખરાબી આદરી
આખર દશા મારી થઇ આ આંખડી આંસુ ભરી

જ્યોતિ- ન ગભરાવ સ્વામીદેવ !

કલેજું ચીરી તમારા જખ્મ રૂઝાવીશ હું
મારા હૃદયના આંસુથી તમ આગ બુઝાવીશ હું
પ્રિતમ દવા કરતાં કફનની એક સાડી નહિ રહે
પણ પતિ ભૂલી નીજ ફર્જ એવું કોઈ જગતમાં નહિ કહે



લીલી- ક્યાં છે મીસ્ટર નરેન્દ્ર ?

નરેન્દ્ર- કોણ લીલી. શા માટે આવી છે ? હજુ શું લોહી પીવું બાકી છે ?

લીલી- આ છુટા છેડાના કાગળ ઉપર સહી કરાવવા.

નરેન્દ્ર- લીલી, શામાટે આમ કરે છે ? મેં તને શું દુઃખ આપ્યું છે.

લીલી- એ મારે જોવાતું છે, મારી સ્વતંત્રતાના માર્ગમાં અવરોધ કરનારા લગ્ન મારે ન જોઇએ, શરીર મારૂં, હૃદય મારૂં, પછી શા માટે બીજાની તાબેદારી ?

નરેન્દ્ર- લીલી, આ સૌંદર્યના અભિમાનનો અંજામ.

લીલી- વેશ્યા બનવાનો ? ભલે હું વેશ્યા બનું તો એ કોઇને શું ? મીસ્ટર નરેન્દ્ર સહી કરી આપો.

નરેન્દ્ર- અફસોસ ? અર્ધકચરા પશ્ચિમના આદર્શોનું આ પરિણામ ! પતિને કાજે પોતાના સર્વસ્વનો ભોગ આપનાર જુના વિચારની

અભણ અને અણુઘડ કહેવાતી આર્યસન્નારી કે પશ્ચિમના પવનમાં પાગલ બનેલી સ્વચ્છંદતાની શોખીન હૃદયહીણ આ ભણેલી ભામીની ?

આ સ્વચ્છંદી સ્વાધીનતાને આ છે પુનિત પરાધીનતા
આ બન્નેમાં કોણ સરસ ?
આ ભાવ વિહોણી સુંદરતાને દિવ્ય હૃદયની કોમલતા
આ બન્નેમાં કોણ સરસ ?
એક ચિતાની જ્વાલા જેવી બીજી દિવ્ય દિપકની જ્યોતી
આ છે હળાહળ જામ ભર્યો ને આ છે સુધાકર શીતલતા
આ બન્નેમાં કોણ સરસ ?
અંતરની એહી મમતા ને ત્યાં વિષમ ભર્યાં છે ભડભડતા
આ બન્નેમાં કોણ સરસ ?

## ધી બોમ્બે ટોકીઝ લીમીટેડ

શબ્દકાર:-જે. એસ. કશ્યપ-નાતવાં  સ્વરકાર:-સરસ્વતી દેવી

Mumtazali & Mira  મુમતાઝઅલી અને મીરા

N 15669 { સ્યામ ધનસ્યામ-કુકભ બિલાવલ  ફિલ્મ 'નિર્મલા'
Devikarani&Mira દેવીકારાણીઅનેમીરા
આજારી નિંદિયા-જયજયવંતી  ફિલ્મ 'નિર્મલા' }

Devikarani & Ashok Kumar

દેવીકારાણી અને અશોકકુમાર

શબ્દકાર:-જે. એસ. કશ્યપ  સ્વરકાર:-સરસ્વતી દેવી

( કે. એમ. મિનોચર હોમજી )

N 15670 { તૂં ઔર મૈ ઔર મુન્ના પ્યારા  ફિલ્મ નિર્મલા
બોલો સજની બોલો-ગૌડ સારંગ-કહેરવા ,, ,, }

---

બોમ્બે ટોકીઝ કૃત 'નિર્મલા' ફિલ્મમાં દેવીકારાણી અને અશોકકુમારે ગાયેલ લોકપ્રીય સંયુકત ગીત

'તુમ ઔર મૈ ઔર મુન્ના પ્યારા'

ને રેકોર્ડ પર સાંભળવા તૈયાર રહો. તાજેતરમાં બહાર પડશે.

---

Miss Mira & Others  મીસ મીરા અને બીજા

શબ્દકાર:-જે. એસ. કાશ્યપ-નાતવા  સ્વરકાર:-સરસ્વતી દેવી

( કે. એમ. મિનોચર હોમજી )

N 15671 { જીવન હૈ સંગ્રામ-માંડ કવાલી  ફિલ્મ નિર્મલા
Balwantsing & Others
બલવંતસિંગ અને બીજા
જન્મ લિયા તો જીએ-આશાગીત  ફિલ્મ નિર્મલા }

Ashok Kumar & Chorus  અશોકકુમાર અને કોરસ

N 15672 { ચલતા રહે સાગર ભિ-ઝિંઝોટી ખેમ્ટા ફિ. નિર્મલા
માનનાહી પડેગા-દુર્ગા દાદરા ,, ,,
Devikarani & Chorus
દેવીકારાણી અને કોરસ
એક હાર ઇસલીયે-અલ્હૈયા બિલાવલ ફિલ્મ નિર્મલા }

## ડમડમ અને દિલ્હીની રેકોર્ડો

Miss Gohar Sultan — મીસ ગોહર સુલતાન

N 16039 { ખબર ન થી ઉન્હેં યૂં એહિજાબ દેખેંગે — ગઝલ
હર જમાં પેશે નજર જલવયે જાનાના હૈ — ,,

એક બાજુ:—

ખબર ન થી ઉન્હેં યૂં એહિજાબ દેખેંગે
ખ્યાલ મૈં ભી ન થા હમ યહ ખ્વાબ દેખેંગે

હરીમે નાજ મેં ઓ છુપ કે બૈઠને વાલે
તુઝે કભી ન કભી એનિકાબ દેખેંગે

કભી તો જજબયે ઉલફત ભી રંગ લાયેગા
કભી હમ ઇશ્ક કો ભી કામયાબ દેખેંગે



કિસી કી બઝમ મૈં ઇક રોજ સારે અહલે નજર
કરશ્મયે નજરે ઇન્તખાબ દેખેંગે

દિખાકે અપની મોહબ્બત કા આઇના તુમ કો
તુમ્હારે હુસ્ન કા હમ ભી જવાબ દેખેંગે

બીજી બાજુ:—

હર જમાં પેશે નજર જલવયે જાનાના હૈ
દિલ હી કાબા હૈ મેરા દિલ હી સનમખાના હૈ

અન્જુમો શમ્શો કમર કો ભી લગન હૈ ઇસ કી
ઇક જહાં શમા રૂખ યાર કા પરવાના હૈ

હે હકીકત મૈં વહી ટૂટા હુવા દિલ મેરા
બઝમે સાકી મૈં મૈ શિકસ્તા સા જો પૈમાના હૈ

મુખ્તસિર હુસ્ન કી ઔર ઇશ્ક કી રૂદાદ હૈ યહ
ઇક કહાની હૈ મેરી ઇક તેરા અફસાના હૈ

Miss Johra Jan — મિસ જોહરાજાન

N 16040
- તુમ કયા જાનો પ્રીત — ગીત
- સાજન કા ઘર દૂર સખીરી — "

Din Mohd. Quawal — દીન મોહમ્મદ કવ્વાલ

N 16041
- મેરે અરબી જવાન કયા કહના — ખમ્સા નાતિયા
- મોરે નબી કે રસ ભરે નૈના — " "

બોમ્બે ટૉકીઝ કૃત 'નિર્મલા' ફીલ્મમાં દેવીકારાણી અને અશોકકુમારે ગાયેલ લોકપ્રીય સંયુક્ત ગીત

'તુમ ઔર મૈ ઔર મુન્ના પ્યારા'

ને રેકેર્ડ પર સાંભળવા તૈયાર રહો, તાજેતરમાં બહાર પડશે.

Master Faqiruddin — મા. ફકીરૂદ્દીન

N 16042
- દે ભી મુઝે ચુલ્લુ મેં એ સાકિયા મૈખાના — ગઝલ
- કયૂં મેરે દિલકો તૂ બરબાદ કિયે જાતા હૈ — "

R. D. Joshi — આર. ડી. જોશી

N 16043
- પ્રભુ કૌન ઉદ્ધાર જગ માહિ — ઠુમરી
- મટક ચટક ગિરવરધર મધુર મધુર — "

N 16044
- Moulana Tajwar Najibabadi
  વફા કે માયે હુએ ગીત ગા રહા હું
- Hazrat Josh Malihabadi
  એ શરાસ અગર જોશ કો તુ
- Maulana Seemab Akbarabadi
  યહ ફર્જ કયોં ન કદમ પર તેરે
- Hazrat Bekhud Delhvi
  ગમે ઉલ્ફતમે દિલ લાખો

Kumari Juthika Roy — કુમારી જયુતિકા રોય

N 16045
- કબ સે ખડી હું આસ લગાયે
- મૈં કુસુમ કલી હું પૂજનકી

Fazal Karim — ફઝલ કરીમ

N 16046
- બેટેકા સુરસીલા...ભાગ ૧ — નજમ
- ,, ,, ,, ૨ — ,,

Kamaldas Gupta — કમલદાસ ગુપ્તા

N 16047
- ચતુર કન્હાઇ
- કલંકીની રાધા



K. C. Dey — કે. સી. ડે.

N 16048
- રામ નામ કા મેલા હૈ...... — ફીલ્મ "રાજતિલક"
- જપો રામ નામ માલા...... — ,,

Mohd. Khalil — મોહમદ ખલીલ

N 16049
- જામ વહદત કા મુઝે
- સાકીસે કહેંગે યું

Fakhre Alam Quawal — ફખરે આલમ કવ્વાલ
( Supported by Israr & Karim )

N 16050
- એ પ્યારે ઉમ્મતવાલે — નાત
- આઓ આઓ મુહમ્મદ — ,,

Pearu Quawal — પ્યારૂ કવ્વાલ

N 16051
- કાશ કયોં દિલકે તડપને કા
- હીર ફીર કે દીલ આતા હૈ

Sm. Madhuri Dey — શ્રીમતી મધુરી ડે

N 17086
- પ્રેમ નગરકા ઠીકાના કરલે
- સોવત જાગત ઓઠાં જામ

બોમ્બે ટોકીઝ કૃત 'નિર્મલા' ફિલ્મમાં દેવીકારાણી અને અશોકકુમારે ગાયેલ લોકપ્રિય સંયુકત ગીત

'તુમ ઔર મૈ ઔર મુન્ના પ્યારા'

ને રેકોર્ડ પર સાંભળવા તૈયાર રહો. તાજેતરમાં બહાર પડશે.

Kumari Parul Sen — કુમારી પરૂલસેન

N 17087
- સખીરી મૈં બૈરાગન
- પાયો જી મૈંને

---



Western Elec. P. Press, Fort Bombay.